ઉપયોગ રહિત અવસ્થામાં હોય, તે અનાભોગિક મિથ્યાત્વ કહેવાય. આ રીતે મિથ્યાત્વના પાંચ ભેદો જાણુવા. હવે છ ભેદ આ રીતે જાણુવા.

૧. કુદેવને સુદેવ માનવા. ૨. કુગુરૂને સુગુરૂ માનવા. ૩. હોલી બળેવ વિગેરે કુધર્મને સુધર્મ માને. ૪ થી ૬. લોકોત્તર દેવ, ગુરૂ, ધર્મને પૌદ્ગલિક સુખની ચાહનાથી માને પૂજે

મિથ્યાત્વના ૪ ભેદ. ૧. સ્યાદ્વાદ શૈલીથી વિરૂદ્ધ પ્રરૂપણા કરવી. ૨. મિથ્યાત્વને પોષનારી ક્રિયા કરવી. ૩. કદાગ્રહ રાખે, તત્ત્વાર્થની સાચી શ્રદ્ધા ન રાખે. ૪. અનંતાનુબંધી વિગેરે સત્તામાં રહેલી સાત પ્રકૃતિ તે પ્રદેશ મિથ્યાત્વ કહેવાય.

૧. માંસ, ૨. મદિરા, ૩. ચોરી, ૪. જુગાર, ૫. શિકાર, ૬. પરસ્ત્રી ગમન, ૭. વેશ્યા ગમન આ સાતે વ્યસનનો ત્યાગ કરવો. બાવીશ અભક્ષ્ય—૧. મધ, ૨. માખણુ, ૩. મદિરા, ૪. માંસ, ૫. ઉંબરાના ફળ, ૬. વડના ટેટા, ૭. કોઠીંબડા, ૮. પીંપળાની પીપડી, ૯. પીંપળાના ટેટા, ૧૦. બરફ, ૧૧. અફીણ સોમલ વિગેરે ઝેરી પદાર્થો, ૧૨. કરા, ૧૩. કાચી માટી, ૧૪. રાત્રિ ભોજન, ૧૫. બહુ બીજ, ૧૬. બોર અથાણું, ૧૭. વિદળ, ૧૮. રીંગણાં, ૧૯. અજાણ્યાં ફળ, ૨૦. તુચ્છ ફળ, ૨૧. ચલિત રસ, ૨૨. અનંતકાય.

બત્રીસ અનંતકાય—૧. સુરણુ કંદ, ૨. વજ્રકંદ, ૩.

લીલી હળદર, ૪. બટાટા ( આલુ ), ૫. લીલો કચુરો, ૬. સતાવરી, ૭. હીરલી કંદ, ૮. કુંવર, ૯. થોર, ૧૦. ગળો, ૧૧. સકરીયા, ૧૨, વંશકારેલા, ૧૩. ગાજર, ૧૪. લુણી, ૧૫ લોઢી, ૧૬ ગિરિકર્ણિકા ( ગરમર ), ૧૭. કુમળા પાન, ૧૮. ખરસૈયો, ૧૯. થેગની ભાજી, ૨૦. લીલી મોથ, ૨૧. લુલીના ઝાડની છાલ, ૨૨. ખીલોડા, ૨૩. અમૃત વેલી. ૨૪. મુલાના કાંદા, ૨૫. બીલાડીના ટોપ, ૨૬. નવા અંકુરા, ૨૭. વત્થુલાની ભાજી, ૨૮. સુવર વેલ, ૨૯. પાલકાની ભાજી. ૩૦. કુંણી આંબલી, ૩૧. રતાળુ, ૩૨. પિંડાળુ. આનું વિશેષ વર્ણન દેશવિરતિ જીવનમાંથી જાણવું. વ્રતધારી શ્રાવકોએ ઉપર જણાવેલી ચીજોનો ત્યાગ કરવો. તેની સાથે વર્ષમાં અમુક ગણત્રીની લીલોતરી વાપરવી. પર્વ દિનોમાં અટ્ઠાઇ વિગેરેના દિવસોમાં ન વાપરવી. એ પણ વિચારીને નક્કી કરવું. આવા ઉત્તમ દિવસોમાં પર ભવનું આયુષ્ય ઘણું કરીને બંધાય છે. તેથી આરંભાદિની ઓછાશ કરવી. ધર્મારાધનમાં વિશેષ કાળજી રાખવી.

## અણાહારી પ્રસિદ્ધ ચીજોનાં નામ.

૧. અગર, ૨. અફીણ, ૩. અતિવિષની કળી, ૪, અંબર, ૫. એળીયો, ૬. કસ્તુરી, ૭. કડુ, ૮. કરીયાતુ, ૯. કંદરૂ, ૧૦. ખેર સાર, ૧૧. ગળો, ૧૨. ઘોડાવજ, ૧૩. ઝેરી ટોપરૂં, ૧૪. ચુનો, ૧૫. ઝેરી ગોટલી, ૧૬. ટંકણખાર, ૧૭. તગર, ૧૮. બરોબર સમભાગી ત્રિફલા, ૧૯. બાવળ, ૨૦. બુચ કણ, ૨૧. મલયાગરૂ, ૨૨. લીંબડાની છાલ, મૂળ.

લાકડું, પાંદડાં, મૅાર. ૨૩. વખમો વિગેરે, ખાસ જરૂરી કારણે ગીતાર્થ ગુરૂની આજ્ઞાથી મુઠ્ઠી સહિયંનું પચ્ચખ્ખાણુ કરી અણાહારી ચીજ વપરાય, તે લીધા પછી બે ઘડી સુધી પાણી ન વપરાય. વિશેષ બીના શ્રાદ્ધ વિધિમાંથી જાણવી.

૧. પ્હેલા વ્રતમાં પોતાના કે કુટુંબાદિના નિમિત્તે ઘર, કૂવા, વિગેરેના આરંભાદિમાં જયણા રખાય. અતિચારો જાણવાના હોય. પણ આદરવા ( સેવવા ) ના નહિ.

૨. બીજા વ્રતમાં ચાર મોટા જૂઠાની બાબતમાં અજાણતાં જૂઠું બોલાય, તેની જયણા. બીજાની જમીન વિગેરેને ખોટો હક્ક જણાવી પચાવી ન દેવી. કોઈએ થાપણ મૂકી હોય, તે ધણી મરી જાય, કે લેવા ના આવે તો સારા માણસોની સાક્ષીએ શુભ ખાતામાં વાપરવી. પોતે રાખી શકે નહિ. નોકરી વિગેરે કારણે ફરજીઆત જૂઠું બોલવું પડે, તેની ખાસ કારણે જયણા રખાય.

૪. ચોથા વ્રતમાં-સ્ત્રીઓએ પોતાના પતિ સિવાય બીજાને પર પુરૂષ ગણીને ત્યાગ કરવો. તેમજ બંનેએ તિર્યંચ અને નપુંસક સાથે ભોગ ક્રિયાનો ત્યાગ કરવો. મન વચનથી પણ બને ત્યાં સુધી દોષ લગાડવો નહિ. સ્વપ્નમાં કદાચ શિયળ વિરાધના થાય, તેની જયણા. પાંચમાંના બે અતિચારો સ્વદારા સંતોષના નિયમવાળાને અનાચાર તરીકે જાણવા. અને છેલ્લા ત્રણ અતિચાર તરીકે જાણવા.

૫. સ્થૂલ પરિગ્રહ પરિમાણ વ્રતમાં–નવવિધ પરિગ્રહનુ પરિમાણ ભેગું પણ થઈ શકે. એટલે તેમાં અમુક રકમ નક્કી કરવી. વધારાની શેમાં ખર્ચવી તે ઇચ્છાનુસારે નક્કી કરવું.

૭. સાતમા વ્રતમાં–વપરાશમાં આવતા પૃથ્વીકાયાદિનું પરિમાણ નક્કી કરવું. ચૌદ નિયમને સવારે ધારવા, સાંઝે સંક્ષેપવા. સાંઝે નવા લેવા. બીજે દિવસે સવારે પાછા સાંઝના નિયમ સંક્ષેપીને નવા નિયમ ધારવા. જે દિવસે પોસહ લેવો હોય, ત્યારે નિયમ સંક્ષેપીને પોસહ લઈ શકાય અને પોસહ પારીને તરત જ નિયમ લેવા. રાતના અને દિવસના નિયમમાં ઘણો ફેરફાર કરવો પડે છે. કારણ કે રાતે ચીજોની વપરાશ ઓછી હોય છે. તેથી નિયમ લેવામાં અને સંક્ષેપવામાં બહુ કાળજી રાખવી.

૮. આઠમા વ્રતમાં–રસ્તે જતાં સ્વભાવે નાચ વિગેરે જોવાય, તેની જયણા.

૯. નવમા વ્રતમાં–દરરોજ આટલાં (૨–૪ વિગેરે) સામાયિક કરવાનો નિર્ણય કરવો. માંદગી વિગેરે કારણે ધારણા પ્રમાણે આગળ ઉપર વધારે કરવા એમાં જેવી પોતાની ઇચ્છા. વ્રતધારીએ એક સામાયિક દરરોજ કરવું જ જોઇએ.

૧૦. દશમા વ્રતમાં–વર્ષમાં એકાદિ વાર દેશાવગાસિક કરવાનો

નિયમ કરવો. સવાર સાંઝ પ્રતિક્રમણના બે સામાયિક અને વચલા આઠ સામાયિક કરીને ગણવા. એ રીતે દસ સામાયિક કરવા. તે દિવસે એકાસણું વિગેરે તપ કરવો.

૧૧. અગીઆરમા વ્રતમાં-દર વરસે આટલી વાર આઠ પ્હોરી કે ચાર પ્હોરી પૌષધ કરવો, તેનો નિર્ણય કરવો.

## પૌષધના ચાર પ્રકાર.

૧ આહાર પૌષધ. દેશથી એકાસણું વિગેરે કરવું અને સર્વથી ઉપવાસાદિ કરે.

૨. શરીરનો સત્કાર સર્વથા ન કરે.

૩. સાંસારિક પ્રવૃત્તિનો સંપૂર્ણ ત્યાગ કરે.

૪. સર્વથા શીલ પાળે.

૧૨. બારમા વ્રતમાં-વ્રતધારી શ્રાવક મુખ્ય રીતિએ આઠ પ્હોરના પૌષધમાં ચૌવિહાર ઉપવાસ કરે. બીજે દિવસે એકાસણાનું પચ્ચખ્ખાણ. પૂજા કરી મુનિને પરમ ઉલ્લાસથી વિધિ પૂર્વક વ્હોરાવે. જેટલી ચીજો મુનિએ લીધી હોય, તેટલી જ ચીજો વાપરે. આ બાબતનો વધુ ખુલાસો શ્રી દેશવિરતિ જીવનમાં જણાવ્યો છે. કદાચ આખા વર્ષમાં સાધુની જોગવાઇ ન મળે તો સાધર્મી બંધુને જમાડીને આ વ્રતની આરાધના કરી શકાય.

આ પ્રમાણે શ્રાવકના બારે વ્રતોની બીના બહુ જ ટુંકામાં જણાવી દીધી. તેનો વિસ્તાર જાણવાની ઇચ્છાવાળા ભવ્ય જીવોએ ગુરૂગમથી શ્રી દેશવિરતિ જીવન નામનો ગ્રંથ સમજવો જોઇએ. નિવૃત્તિ પ્રધાન શ્રી જૈનેન્દ્ર શાસનમાં વ્રતધારી શ્રાવકોને ગણ્યા છે. તેઓ પણ શ્રાવક ધર્મની આરાધનાના શુભ સંસ્કારથી ભવિષ્યમાં સર્વ સંયમ સાધવાને જરૂર લાયકાત ધરાવે છે. એમ આનંદાદિ શ્રાવકોના જીવનથી જાણી શકાય છે. આ શ્રાવક વ્રત દીપિકામાં અનુપયોગાદિ કારણે ભૂલ થઇ હોય, તેની શ્રી ગુરૂ દેવની સાક્ષીએ માફી માગું છું. તપોગચ્છાધિપતિ પરમોપકારી ગુરૂ મહારાજ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજના શિષ્ય વિજયપદ્મસૂરિએ અમદાવાદમાં વિ. સં. ૧૯૯૭ ના આસો સુદિ પાંચમને દિવસે દેવ ગુરૂ ધર્માનુરાગી બાર વ્રતધારી શ્રાવક શેઠ ભગુભાઈ ચુનીલાલ સુતરીયાની વિનંતિથી આ શ્રાવક વ્રત દીપિકાની રચના કરી. ભવ્ય જીવો આ ગ્રંથને વાંચીને, સમજીને, દેશવિરતિ ધર્મને પામીને, અને પરિણામે સંપૂર્ણ સંયમની સાધના કરીને સિદ્ધિના સુખ પામો.

સમાપ્ત

# ॥ ભવ્યભાવના ॥

## ॥ હરિગીત છંદ ॥

સ્નેહ માતાનો ન સાચો ચુલણી બ્રહ્મદત્તને,
મારવાને ચાહતી ને પુત્ર કેરા અંગને
કનકકેતુ છેદતો તિશુ નેહ ખોટો જનકનો,
પુત્ર કેરા નેહ ખોટો દાખવો કોણીકનો-૧
નેહ સ્ત્રીનો છેજ ખોટો નૃપ પ્રદેશી રાયને,
મારતીરાણી સમજ હે જીવ ! આ સંસારને;
સમતાધરી વૈરાગ્યરંગે સાધજે જિનધર્મને,
સોળભાવી ભાવનાને પામજે શિવશર્મને-૨